वंदेमातरम्



# વેડછી ભજનમંડળીમાં

# ગવાતાં ભજનો

મંડળી તરફથી પ્રકાશક—

**ભીમજીભાઈ લાલભાઈ**

મુ. વેડછી, પો. વાલોડ, તા. બારડોલી




મુદ્રણસ્થાન:—

**નવયુગ મુદ્રણાલય—લીમડાચોક—સુરત**

સંવત ૧૯૮૬] [પ્રત ૧૦૦૦

કિંમત ૦—૧—૦

# વેડછી ભજન મંડળીના નિયમો





(૧) દારૂ તાડી અને માંસ મચ્છીથી અલગ રહેવું અને બીજાને અલગ રહેવા ઉપદેશ કરવો.

(૨) ન્યાતિભાઈઓને પડતી આફતોમાં ધીરજ અને યોગ્ય મદદ આપવી.

( ) દરેક ભાઈએ ધર્મ ગ્રહણ કરવો અને બીજાને તેવો ઉપદેશ કરવો.

(૪) દરેકે રેંટીયો ચલાવવો અને શુદ્ધ ખાદી પહેરવી.

(૫) પોતાનુ' ઘર અને પોતાનો ધંધો કેવી રીતે સુધરે તેને માટે સતત્ પ્રયત્ન કરવા.



ओश्म्

# વેડછી ભજનમંડળીમાં ગવાતાં ભજનો

## ભજન ૧ લું

ગવરીના પુત્ર ગણેશાને સમરૂજી, તેને સમરૂં મારાં કારજ સરે રે
સાંભળજો સતયુગના સાધુજી.
બુડે બુડે પાપ સદા ધરમ તરે, આખર જાતાં ગુરૂનાં વચન ફળેરેજી. ટેક.
અરે સંતો ધરમ ને પાપ દોને ઝગડો લાગ્યોજી,
કાંટો ઘાલું જેની ખબરો પડેરે—સાંભળજો સતયુગના.
અરે સંતો આડે રસ્તે ચાલું મને કાંટો ભાંગેજી,
સીધો ચાલુ રૂડા સંતો મળેરે—સાંભળજો સતયુગના.
અરે સંતો સામે ઝરૂખે મારા સાહેબરાજન બેઠાજી,
ખરારે ખોટાની એ તો ખબરો કરેરે—સાંભળજો સતયુગના.
અરે સંતો ગુરના પ્રતાપે, પંડિત દેવાહિત બોલ્યાજી,
ગુરનાં વચન ચેલો આપ તરેરે—સાંભળજો સતયુગના
સાધુજી બુડે બુડે પાપ સદા ધરમ તરે,
આખર જાતાં ગુરૂનાં વચન ફળેરેજી.

## ભજન ૨ જું

અમારો તો અવગુણરે, ગુરૂજીના ગુણ ઘણારે...જી
અમારા અવગુણ સામું મત જોય (૨) અમારા તો અવગુણ રે.
ગુરૂ મારા ગંગા રે, ગુરૂજી મારા ગોમતીરેજી
ગુરૂ મારા કાશી ને કેદાર (૨) અમારા તો અવગુણ રે.

ગુરૂ મારા દીવા રે, ગુરૂ મારા દેવતારેજી
ગુરૂ મારા પારસમણિને તોલ (૨) અમારા તો અવગુણ રે.
ગુરૂ મારા ત્રાપારે, ગુરૂ મારા તુંબડારેજી
એરે તુંબડે ઉતરીએ ભવપાર (૨) અમારા તો અવગુણરે.
જાળીડાં મેલાવે રે, ગુરૂગમ જ્ઞાનનાં રેજી
એરે જાળીડે નિરખીશું નંદકુમાર (૨) અમારા તો અવગુણ.
ગુરૂને પ્રતાપે રે, જેઠીરામ બોલીયા રેજી
અમને હોજો સંતચરણમાં વાસ (૨) અમારા તો અવગુણરે
ગુરૂજીના ગુણ ઘણારેજી.

## ભજન ૩ જું

સતગુરૂ સહાય કરો એકવાર રે, મારો છે મુરખનો અવતાર રે-ટેક
પત્થર કરતાં કઠણ હૈયું છે મારૂં રે,
તેમાં હરિનામ ન બેસે તમારૂં રે—સતગુરૂ સહાય કરો.
મારા તે મનની વાતો છે વાંકી રે,
સતગુરૂએ પત્થર નાંખ્યા છે ટાંકી રે—સતગુરૂ સહાય કરો.
ટાંકીને મારગ મેલતા કીધા રે,
સતગુરૂએ મંત્ર અનોપમ દીધારે,—સતગુરૂ સહાય કરો.
આતમજ્ઞાન વિના ઘર સુનું રે;
સગપણ શોધી કાઢજો જુનું રે,—સતગુરૂ સહાય કરો.
એવી તે દાસ હરિની વાણી રે,
તેને તમે રૂદીયામાં રાખજો દહાડીરે,—સતગુરૂ સહાય કરો.
એકવાર રે, મારો છે મુરખનો અવતાર રે.

## ભજન ૪ થું

જે દુઃખ થાય તે થાજોરે, રૂડા રામને ભજતાં-ટેક.
પિંડ પડે તો પડવા રે દેજો (૨)
જીવ જાએ તો જાજો રે,—રૂડા રામને ભજતાં.
ઉંચે બાંધીને તળે અગ્નિ પ્રજાળે, (૨)
માર મૂશળના ખાજો રે—રૂડા રામને ભજતાં.
લોક નિંદે તેને નિંદવા રે દેજો (૨)
રાજા દંડે તો દંડાજો રે—રૂડા રામને ભજતાં.
હરિજનોને દાસ રણછોડ કહે છે (૨)
ગુણ તો ગોવિંદના ગાજો રે—રૂડા રામને ભજતાં.
જે દુઃખ થાય તે થાજો રે—રૂડા રામને ભજતાં.

## ભજન ૫ મું

હો મન ગોવિન્દ ગોવિન્દ ગાઈ લે,
કારજ સરે રે તારૂ ગાતાં—હો મન ગોવિન્દ.
ભર્યો મેળો તારો કેટલાક દી રહેશે, સહુને કહું છું સાંભળતાં,
પાંચ પચ્ચીસ કદી ભેળા થઇ બેઠા, વાર ન લાગે વેરાતાં-હો મન ગોવિન્દ.
જેણે સાધુની નિંદા કરી, તેને તેવું સોહાતાં,
જગત ઉઠીને ભગતને નિંદે, એ જાશે ગોથા ખાતાં-હો મન ગોવિન્દ.
નરસીં મહેતાની વેવાણે હાંસીરે કીધી, પાણી મેલ્યાં છે તાતાં,
અરજ કરી ઇંદ્ર સામું જોયું, નગર તણાયું નહાતાં.-હો મન ગોવિન્દ.
જેણે સાધુની સેવા કીધી, તેણે ભરીયાં લઇને ભાતાં,
બાઈ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ, લાજુ નથી લોપાતાં-હો મન ગોવિન્દ.
ગોવિન્દ ગાઈ લે, કારજ સરેરે તારૂં ગાતાં.

## ભજન ૬ ઠું

ભજન કરી લો ભાવે રે, ભવ ભટકણ ભાગે,
સંસાર સાગર તરતાંરે, ક્ષણું વાર ન લાગે.
મોહ માયા નિદ્રામાંરે, ગાફલ મત ઘોરો,
અચેત થઈ શું ઉંઘો રે, જુઓ આંખ ઉઘાડી.
પંચ ચોર વસે પાસેરે, તે તન, મન, ધન, ચોરે,
વેગે વણસી જાશેરે, આ કાયાની વાડી.
ચિતચિદાનંદ મળશેરે, ત્યારે ટળશે અંધારૂં,
આ અવસર છે રૂડોરે, હોય કારજ તારૂ.
મોટા પુરૂષના પગલાંરે, તે મારગ સાધજે,
પ્રિતમ પ્રેમ ધરીને રે, હરિના ગુણ ગાજે.

## ભજન ૭ મું

ચટપટ ચેત હેત કરો હરીશું, મરણ ભમે છે માથેજી.
ધામ ધરા ધન સુત ધણીયાણી, સેવક ના આવે સાથેજી,
હોય લાખ તે રાખ બરાબર, તેમાં કાંઈ નહિ તારૂંજી.
ધન સાંચ્યું પણ ધરમ ન સાંચ્યો, કહાં જન્મારો હારૂંજી,
કુંડા કરમ કરો છો કોટી, દુર્મતિ દમડી માટેજી.
પાપ પોટલાં માથે લઇને, જાશો વસમી વાટેજી.
મોટાપણાનું માન ભરાયું, તેમાં કાંઇ નહિ સુઝેજી,
જમના કિંકર જોશે ત્યારે, થરથર કાયા ધ્રુજેજી.
કરસત સંગ અંગ હોય નિરમળ, રંગ રૂદેમાં લાગેજી,
કહે છોટમ ભગવંત ભજી લો, ભવનો તો ભય ભાગેજી.

## ભજન ૮ મું

અજ્ઞાની તારા અંતરમાં જોને વિચારી,
અંત સમે કોઈ કામ ન આવે, સગુ કુટુંબ સુત નારીરે—અજ્ઞાની.
જોબન ધનનું જોર જણાવે, ફાટી આંખે ફરતો,
કાળ કરાળ કઠણ શિર વેરી, દિલમાં કેમ નથી ડરતોરે—અજ્ઞાની.
મંદિર માળ ખજાના મેલી, મુવા ભૂપ મદમાતા,
શ્વાન શુકરના દેહ ધરીને, ઘર ઘર ગોથાં ખાતારે—અજ્ઞાની.
આ અમુલખ અવસર આવ્યો, હરિ ભજવાનું ટાણુ,
દેવાનંદ કહે દેહ મનુષ્યનો, ના મિલે ખરચ્યે નાણુંરે—અજ્ઞાની.

## ભજન ૯ મું

હૈયાના ફુટયા, હરિ સંગે હેત ન કીધું,
લક્ષ ચોરાસી કેરૂં લગડું, માથે માગી લીધુરે—હૈયાના ફુટયા.
પેટને અરથે પાપ કરતાં, પાછું ફરી ના જોયું,
ચાર દિવસના જીવતર સારૂ, મન માયામાં મોહ્યુંરે—હૈયાના ફુટયા.
હરિજન સંગે હેત ના કીધું, પીધું વિષનું પાણી,
સુખ સંસારનુ પામવા સારૂં, મુવા લગી ઘર તાણીરે—હૈયાના ફુટયા.
આળસને અજ્ઞાન અતિશે, કામ બગાડયું તારૂં,
દેવાનંદ કહે દેખ વિચારી, માન કહ્યું તું મારૂ રે—હૈયાના ફુટયા.

## ભજન ૧૦ મું

દુનીઆમાં ડાહ્યા ડહાપણમાં દુઃખ પામે,
ભવતારણ ભગવાન તજીને, ચઢયો હાસે ભામેરે—દુનીઆ.
મનુષ્યાજન્મ મળ્યો છે મોટો, ખોટો જાણી ખોયો,
ચારે ચકલે જુઠું બોલ્યો, નાહક નીર વલોવ્યાંરે—દુનીઆ.

જન્મ મરણ દુઃખ ગર્ભવાસનું, તે નવ શકીયો ટાળી,
માત પિતા યુવતિ સંગે, વિસાર્યા વનમાળીરે–દુનીઆ.
હરખ શોકની નદીઓ મોટી તેમાં જાય તણાયો
દેવાનંદ કહે હરિ ભજ્યા નહિ, તે ઘણે દુઃખે ઘેરાણો–દુનીયા.

## ભજન ૧૧ મું

ચાબખો

મુરખા જનમ ગયો તારોરે, બાંધ્યો પાપ તણો ભારો. ટેક.
નામ સાંભળી નિંદ્રા આવે, હરિરસ લાગે બહુ ખારો,
વેળા વેળાની છાંયડી તારી, વળી જાશે વારેરે.—મુરખા.
મોહાંધ થઇને માયારે ખર્ચે, તેમ સગાં કહે બહુ સારો,
સાધુ દેખીને મોઢું સતાડે, એતો ધુવે ગારોરે.—મુરખા.
હમણા તો તારો હુકમ ચાલે છે, સહુને દે છે ડારો,
ધરમના દુતો જ્યારે ધક્કાદેશે, ત્યારે ઉગરવાનો નથી આરો.—મુરખા.
તલેતલનો હિસાબ લેશે. મોકમ દેશે મારો,
ભોજો ભગત કહે હરિ ભજન વિના, કોઇ નહિ શરણુ હારોરે.—મુરખા.

## ભજન ૧૨ મું

ધુન

આવો સંતો ઉમંગે ધુન આદરીએ,
ધુન આદરીએ, ભવજલ તરીએ.—આવો સંતો.
વિટ ભૂંડને પણ પચ વિષય છે, એ સુખમાં શું પચી મરીએ—આવો.
વણ મતિયાં દુનીઆને વાદે, ફોગટ ફેરા શિદ ફરીએ—આવો.
સત સમાગમ દેવોને દુર્લભ, કોડે કોડે જરૂર કરીએ—આવો.
ધુન સમે ઠગ લોક અધર્મા, દોડી પડે દુઃખને હરીએ—આવો.
રૂડું કરતાં કુંડું ભલે કહે તો, દુરજનીઆ થકી સદા ડરીએ—આવો.

જેટલીવાર સભારીએ સ્યામને, એટલા આપણ સાંભરીએ—આવો.
રાજી રહે ઋષિરાજ રઘુવર, વાયક એવાંરે વાવરીએ—આવો.

## ભજન ૧૩ મું

ધુન.

નંદલાલા અમે તો તારાં દાસડીઆં,
વ્રજવહાલા અમે તો તારાં દાસડીઆં. ટેક.

હરિ હરિ દાસડીઆંની પુરો આસડીઆં–નંદલાલા
જે મુખે નામ નહિ પ્રભુ તારૂ એ મુખપર ખાસડીઆં–નંદલાલા.
નામ પ્રતાપ થકી જમ રે નાસે, કળિયુગ લે મુખે ઘાસડીઆં–નંદલાલા.
રટણ કરતા વિતે દીન રજની, દીન દીન કરતાં આસડીઆં–નંદલાલા.
નામ ભુલાવે ભેગાં થઈ નુગરાં, તો અમને પડે ત્રાસડીઆં–નંદલાલા.
પ્રેમને આધીન ગોપીના પ્યારા, પ્રેમને વશ રમ્યા રાસડીઆં–નંદલાલા.
નવધામાં લાગી પુરણ લગની, આઠે પહોર એ અભ્યાસડીઆં–નંદલાલા.
જન્મોજન્મ ઋષિરાજના જીવન, વૈષ્ણવમાં દેજો વાસડીઆં–નંદલાલા.

## ભજન ૧૪ મું

ભરપુર મોહ ભરેલા, નર એજ ઉંઘેલા—ટેક
તીરથભૂમિ પવિત્ર તજીને ફોગટ જયાં ત્યાં ફરેલા—નર.
નારાયણની કથામાંથી નાઠા, ઠગના મંડળમાં ઠરેલા—નર.
મહેનત કરતાં તને ઉડે છે તણખા, ચોરીના માલ ચરેલા—નર.
અંતરમાં અજ્ઞાન ભરેલું, ધુતવા વેશ ધરેલા—નર.
સ્વારથમાં રજની દીન શુરા, પરમારથમાં મરેલા—નર.
સંત પુરૂષ તણી સંગત ના ગમે, કપટીના સગ કરેલા—નર.
રૂચે નહિ ઋષિરાજની રચના, વ્યસનમાં વટલેલા—નર.

## ભજન ૧૫ મું

હજુ ન આવી લાજ, મન તુને હજુ ન આવી લાજ—ટેક.
ગગન મંડળના મેઘરાય તું, ગજાય એટલું ગાજ,
વાના દળનું વાએ ઉડશે, જેમ રાવણનું રાજ—મન તુને.
રાજકુંવરને રાજ મલ્યુ ત્યારે, કરતો કુડા કાજ,
રામરાયને રીસ ચઢી ત્યારે, તનથી કીધો તાજ—મન તુને.
રંગ મહેલમાં મોજો કરતો, ઉત્તમ જમતો અનાજ,
મુવા પછી મસાણે સુતો, મુકી મનની મોજ—મન તુને
માયાતો તેં મેરૂરે કીધો, પૈસે બાંધી પાજ,
નંદ રાજાએ નાણું રળ્યુ ત્યારે, જલમાં ડુબ્યાં જહાજ—મન તુને
જલ દેખી શું જોર કરે તું, શિલા ઉપરનું સાજ,
પથરા પાસે સુકાઇ જાશે, થાશે દવનું દાજ—મન તુને
ભવસિંધુમાં ડુબી જાશે, બળવત બાંધે પાજ,
વાર લાગતાં વણશી જાશે, અરજુન આવ્યો આજ—મન તુને

## ભજન ૧૬ મું

કણબી જોઇને ખેતી ઓર, તારી ચાર દિશાએ ચોર—ટેક.
સોનાનું ખેતર સુનું મુકયું, ધણી વિના ખાય ઢોર,
તું જાણે મને કોઇ ના લુંટે, લાખો હરામખોર—કણબી.
કરમ કથા સાંભળવા ચાલ્યો, મેનાને ઘેર મોર,
મોરલીના નાદે મરગ મોહ્યો, બધાયો બેવ દોર—કણબી.
પારકી નારી કરતો યારી, જુવાની રાખી જોર,
ગજ જાણે હું ગરાસીયો, છું, ખાઇમાં રાખ્યો ઢોર—કણબી.
રૂપ જોઇને શું રાજી થયો છે; જેવા ચંદ્રને ચકોર,
દિપક દેખીને પતંગ પડીઓ, થયું અંધાર ઘોર.—કણબી.

મર્કટ મુઠી ભરવા બેઠો, ખાવા ખાટાં બોર,
ફુલ ફુલીયું ને ભમર ભુલીયો, ગોંધાયો ઘમઘોર—અજુગી.
એનું તો તારૂં જેમ તેમ થાશે, પણ શું ખાશે પ્રોર,
અરજુન એકે એટલા લુંટયા, ત્યાં તો લાખ કરોડ—અજુગી.

## ભજન ૧૭ મું

ક્યું તમ રહેવે અમર, મનવા, ક્યું તમ રહેવે અમર—ટેક.
ચૌદ ચોકડા રાજ્ય ચલાતા, મસ્તક મેઘાડંબર,
છત્ર પતિકી છત દેખત નહિ, જો ઘેર ઝુલત ઝુમર—મનવા.
ચઢતા પાવડી પલંગ પાલખી, ચોમેર ચલકે ચમર,
સૂરા નરકા હુવા કચુરા, જયું ધંટીકા ઘમર.—મનવા.
કયાં અકબર કયાં બીરબલ બહાદુર, હો ગયે પીરપેગંબર,
જગમેં આવે ઝટ ઉડ જાવે, જ્યું વાયુકા વમર—મનવા.
ભવ સાગરકા ભાન ભુલાતા, તનમેં આતા તમ્મર.
મનમસ્તાની બનતા પાની, ઝટ લઈ જાવે જમર—મનવા.
મેરા કરકર મન લોભાયા, જ્યુ ભુલા હે ભમર,
અરજુન તેરા અકળ ફેરા, મૂડે સેજો સીમર—મનવા.

## કુંડળીયા

જાયા જેતા જગતમેં, પલપલ જાતા પ્રાન,
દેખા મેરી નેંનસેં, એક જલે શમશાન.
એક જલે શમશાન, દુજાકી બાંધી ઠાઠી,
ત્રીજા હુવા તૈયાર, ચોથાકી સીંચે કાઠી.
અરજુન કહેતા યાર, પાંચમું નાવણુ નાયા,
નદી જાય જેમ નીર, જગતમે જેતા જાયા.

## ભજન ૧૮ મું

તેરી ખબર કર બંદા, તનમેં તેરી ખબર કર બંદા; તનમેં—ટેક.
હથીકે બીચમે દ્રવ્ય દાટીઓ, ભૂલ્યા નરપત નંદા,
અંતકાળે કુછ કામ ન આવે, મનસેં પાયા મંદા—તેરી.
સો પુતરકી બની વાંઝણી. અધરાયકી ગંધા.
કોયલકા કુચ કામ ન આવે, કાગ ઉછેરે અડા—તેરી.
વિલસી વેલી ફળ બહુ ફેલી, ફુલ્યા કંટોળ કંદા,
વેલી તાણી થડમેં આણી, હજુ ન સુજ્યા અધા—તેરી.
નવસેં નૃપા ભરથર ભૂપા, જલ ગયે જોગી જંદા,
જબરા ચોટી ચોટ ના ચુકે, જ્યુ ગેડીસે દડા—તેરી.
જ્યું બાદીગર બંદર પકડે, ફોગટ પડીઓ ફંદા,
ચકોર બિચારા ચોદીશ ફીરતા, ચલક ચુકાવે ચંદા—તેરી.
અતિ જાતે અરજુન ગતિ, અખંડ હમેશ પંડા,
સુનતા જ્ઞાની શબ્દ પીછાણી, છાનીમે છાયે છંદા—તેરી.

### —સાખી—

અરજુન અરજુન કયા કરે, અરજુન રહ્યા હજુર,
જોતા છેટા તમ ખડા, એતા અરજુન દુર.

## ભજન ૧૯ મું

કરના હોયસો કર લે બંદા, જાના આજ કાલમેં—ટેક.
રંક ને રાણા મુવા મશાણા, જે સુતા સુખપાલમેં,
સુખીયા દુઃખીયા કો ના મુકીયા, બુઢાપણ કે બાલમેં—કરના.
શિરપર ચોકી જમડે રોકી, ચલતા આડી ચાલમેં,
ટૂંકી દોરી તનકી તોરી, જ્યું પાની પખાલમેં—કરના.

૧૨૨૮૬



જોગી વેશે જઇને પેસે, પેટી કે પાતાલમેં,
પંખી ઉડતા પલમેં પડતા, જમડા કેરી જાલમેં—કરના.
તરૂવર વાયા નહિ ફૂલ પાયા, ઢુંઢે છોડી છાલમેં,
અંતે તારે હાથ ન આવે, માયા કેરા માલમેં—કરના.
દૂર હે રસ્તા ઘોરી મસ્તા, હાંકો હાલમ હાલમેં,
જીનકી ગાડી ચલી અગાડી, મિલગઇ લાલમ લાલમેં—કરના.
જમડા સંગે જીત કીયા, રણછોડ છુપાયા ઢાલમેં,
અરજુન જ્ઞાની દીયા નિશાની, ખોજી લેતા ખ્યાલમેં—કરના.

## ભજન ૨૦ મું

મળી જવાં મિટ્ટી તારે, મળી જવાં મિટ્ટી,
નીત ગયા નીકી તારે, મળી જવાં મિટ્ટી. ટેક.
સુરખ મન માયા લાગીજ મીઠી,
ભૂલ કરીને ભરી મરકટે મુઠી—નીત ગયા.
પરણવા જાતાં પહેલાં, ચોળીજ પીઠી,
ચોરીની પહેલાં લખી મોતનીજ ચિઠ્ઠી—નીત ગયા.
જમડા ન જુવે તારી તિથિ ને મિતિ,
એક કાણી કે તારી, બન્ને ફુટી—નીત ગયા.
કાયાને સોહાવે, વેઢ ને વીંટી,
કુદે કસાઈ કેરા ઘરમાંની ઘેટી—નીત ગયા.
ગંગામાં નહાય ગાય, ગ્રંથ ને ગીતી,
ફોગટ ગઈ લખી લાખોજ લીટી—નીત ગયા.
બળીએ ન બાજી કોઇએ, જમડાની જીતી,
અરજુન હજુ તો તને તે વાત ન વીતી—નીત ગયા.

## ભજન ૨૧ મું

હે દિલ દિવાના તું તો લે લે હરિના ગુણ ગાઈ ટેક.
આગુના બોલ તેરા સંભાળી લે, શું રહ્યો રંગમાં લોભાઈ,
અહીંઆ આવીને બહુ સુખ પામ્યો, ત્યાં તો અદલ ધણી તણી આઈ—હે દિલ.
માત પિતા તેરા કુટુંબકબીલા, એની બંધવ સુત જોઈ,
અર્ધાંગનારે તેરી અળગી રહેશે, એકલડો જીવ જાય—હે દિલ.
સેજ તળાઈને અવલ ઓસીકાં, અગપર ઓઢે રજાઈ,
આ રે કાયાને કદી મેલ નથી ચઢનો, તો ખુબ કરીને શું ખોળાઈ—હે દિલ.
શ્વાસ ઉત્શ્વાસ વસે તેરે ઘટમે, ઉનસેં કરી લે ઓળખાઈ,
ચોવીસ હજાર દમ શિકાર ખેલી, રટ રટકે રંગ લાઈ—હે દિલ
દમ કદમકે દોર પર રહેણા, અટલ અભંગ પદ પાઈ,
દાસ જીવણ સંતો ભીમને ચરણે, સાનનમે સમજાઈ—હે દિલ.

## ભજન ૨૨ મું

કૃષ્ણ કહેતાં શું બેસે નાણું, મુરખ તુને કૃષ્ણ કહેતાં શું બેસે નાણું ટેક.
મિથ્યા લવરી મન ગમતી કરે છે, (૨) તેમાં નહિ દામ ઠેકાણું—મુરખ.
ખાતોરે હોય તેને માંદો ના કહીએ (૨) જોઈએ બશેરનું ભાણું—મુરખ.
દામ ના બેસે ને હાડ ના ભાગે (૨) ગાતાં ગોવિન્દજીનું ગાણું—મુરખ.
કહે સુરદાસ તમે હરિને ભજી લો (૨) ઓચિંતું આવશે આણું—મુરખ.
તને કૃષ્ણ કહેતાં શું બેસે નાણું.

## ભજન ૨૩ મું

માયામાં મનડું મોહ્યુંરે, પામર પ્રાણી
પ્રભુમાં ચિત ના પ્રોયુંરે, પામર પ્રાણી—ટેક

જીવડલા તું તો ઉંધે માથે, દશ મહિના ઝુલ્યો,
તે દહાડા હવે કેમ ભુલ્યોરે, પામર પ્રાણી.
જોને અલ્યા તું તો બળતો જઠરાગ્નિની ઝાળે,
ઉગાર્યો દીન દયાળે રે, પામર પ્રાણી.
કરડતા તારી કાયાને કમીચા ને કીડા,
પસ્તાતો પામી પીડારે, પામર પ્રાણી.
ખાટું ને ખારૂં તીખું જનેતા તારી ખાતી,
તે થકી બળતરા થાતીરે, પામર પ્રાણી.
મુઝાતો મુરખ આડા તે ચામડાની માંહી,
ત્રિકમજી બેલી તાંહીરે. પામર પ્રાણી.
ગોઝારા તે તો મળને મુતરમાં ખાધાં ગોથાં
પુછાતી જોને પોથાંરે. પામર પ્રાણી.
સંભાર્યા સાતે મહિને રૂખિરાજ કેરા સ્વામી,
અલબેલા અંતર જામીરે. પામર પ્રાણી.

## ભજન ૨૪ મું

જગતમાં ઠગ છે જો જુ.ાઈ, સગતી જોઇને કરજો ભાઇ. ટેક.
એક ઉંદરને દેખો દોસ્તી, બીલ્લી તણી બંધાઈ
પડયો ભરોસો પાસે આવ્યો, પટ ગયો પકડાઇ. જગતમાં.
ઓછું પાણી આંખે કાણી, બગલો બેલી થાય
બેસી રહેતાં બગલો ઝાલે, જાતાં જાળ ગુંચવાઈ. જગતમાં.
બકરી બાઇ રીસાઇને ચાલી, વાઘણના ઘેર જાય,
ભેદુ ભરવાડો બહુ સમજાવે, માને નહિ મુરખાઈ. જગતમાં
પાડો જાણે પરણાવશે મુજને, લઈ ચાલ્યો કસાઇ,
ઘેર જઈ બાંધ્યો રાતે રાંધ્યો, ખુશી થઇને ખાઈ. જગતમાં

જમરાજાની જાને ચાલ્યો, મન માની મોટાઈ,
મોત સંઘાતે મિત્રાઈ કીધી, મુવા પછી પસ્તાઈ. જગતમાં.
આ સંસારમાં સૌથી સાચી, સતગુરૂની સગાઈ,
રામ રૂઠે વ્હારે તેને કોણ મારે, જ્ઞાની અરજુન ગાઇ. જગતમાં.

## ભજન ૨૫ મું

પ્રભુજી કરાવશે તે કરશું, અમૃતથી કુપજ ભરશું—ટેક.
ભક્તિ નાવડીમાં બેસીને, તરાવશે તેમ તરશું,
નાથજી નાવિકા સુકાને રહેતાં, કઇ પેરે હમે મરશું—પ્રભુજી.
આદિકાળથી દિવાની દુનીઆ, દિવાના કેમ રે બનશું.
છાશમાં માખણ જાવા દઇને. ફુવડ શાને રે ઠરશું—પ્રભુજી.
નાવલિયાના સગથી નિંદા; થાય તેથીરે ડરશું.
વહાલથી વહાલાને હૃદે ધરીને, ગમે તેને તે કરશું—પ્રભુજી.
અનવઅનો ડર નથી હમને, ફિકર તેને છે ભયશું?
આબરૂ દોડે હમારી પાછળ, સહાય સામળની ગરજ શું?-પ્રભુજી.
પ્રીત ધરો પરમાનંદ ઉપર, ધારો તેના બાળક શું.
નિચ્છાનો વહાલો મલપતોરે આવે હૃદય કમળમાં ધરશું-પ્રભુજી.

## આરતિ

જયદેવ જયદેવ, જય જય જગ કરતા ( ૨ ) પ્રભુ.
ભગવત તું ભવ ભરતા ( ૨ ) હરકત સંહરતા—જયદેવ.
પુરણ પરમ પરાક્રમી, પ્રભુ વિભુ પરમાત્મા (૨) પ્રભુ.
સકળ કળાધર શ્રીમંત (૨) ધીમત ધરમાત્મા—જયદેવ.

તુ સચરાચર સ્વામી, બળવંત બહુનામી ( ૨ ) પ્રભુ.
વિમળામંડળ વિશ્રામી ( ૨ ) ધન્ય અચળ ધામી—જયદેવ.
તત્વ સકળ ગુણ તારા, સર્વ થકી સારા (૨) પ્રભુ.
અંતર્યામી અમારા, ( ૨ ) પ્રાણ થકી પ્યારા—જયદેવ.
કરૂણાકર ઉપકારી, ધર્મ બીરદ ધારી ( ૨ ) પ્રભુ.
તે ભવપાર ઉતારી ( ૨ ) અગણિત નરનારી—જયદેવ.
તુંજ મહિમા બહુ મોટા, શુભ તારી શકિત (૨) પ્રભુ.
સુરીનર મુનિવર માગે (૨) ભલી તારી ભક્તિ—જયદેવ.
હે હરિ હરકત હરજો, કરૂણા ઘણી કરજો (૨) પ્રભુ.
અભય કરણા આદરજો, (૨) ઉર અરજી ધરજો—જયદેવ.



# " તમારી આત્મશ્રદ્ધા તો "

( ગઝલ )

દિવાલો દુર્ગની ફાટે તમારા કેદખાનાની,
તુટે જંજીર લોખંડી તમારી આત્મશ્રદ્ધા તો.
તમારા માર્ગમાં ઉભા પહાડો યે ખસી જાશે,
બિયાબાં માર્ગ દઇ દેશે તમારી આત્મશ્રદ્ધા તો.
ઉતરવા સાત સાયર જે તમારા પત્થરો તરશે,
વિના નૌકા સફર થાશે તમારી આત્મશ્રદ્ધા તો.
જવું આકાશમાં ધારો ન વાયુ-યાન પાસે છો,
વિના પાંખે ઉડી જાશો તમારી આત્મશ્રદ્ધા તો.
થશે વિદ્યુત ને વાયુ તમારા દાસ અગ્નિ યે,
વરસશે મેહ માગ્યા જે તમારી આત્મશ્રદ્ધા તો.
હજારો રોગની જવાળા દવાના બુંદના વિના;
બુઝાશે શાંતિ સિંચાશે તમારી આત્મશ્રદ્ધા તો.
દિગંબર સાધુના ચરણે સિકંદર શાહ નામે છે,
ગળે સૌ ગર્વ ભૂપતિના તમારી આત્મશ્રદ્ધા તો.
જીગરની બાળ હઠથી તો વિઠોબા દૂધ પીએ છે,
પ્રકટશે પત્થરે પ્રભુજી તમારી આત્મશ્રદ્ધા તો.
પ્રભુ પ્રહલાદને માટે વસેલા લોહના થંભે,
સદા સાન્નિધ્યમાં રહેશે, તમારી આત્મશ્રદ્ધા તો.
મદોન્મત્ત સિંહને વ્યાઘ્રો ઋષિના ચર્ણ ચાટે છે,
તજે હિંસારી હિંસાને તમારી આત્મશ્રદ્ધા તો.
ઝરંતા ઝેર ભુજંગો ફણાને છત્ર શી ધરશે,
તજી દે ઝેર કાતિલો તમારી આત્મશ્રદ્ધા તો.
ઉભી રહી હાથ બે જોડી વિજયદેવી ધરી વરમાળ,
તમારે કંઠ આરોપે તમારી આત્મશ્રધ્ધા તો.

# હરિનો મારગ છે શૂરાનો

હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને,
પરથમ પહેલું મસ્તક મૂકી, વળતી લેવું નામ જોને ધ્રુવ૦

સુત વિત દારા શીશ સમરપે, તે પામે, રસ પીવા જોને
સિંધુ મધ્યે મોતી લેવા માંહી પડયા મરજીવા જોને ૧

મરણ આગળે તે ભરે મૂઠી, દિલની દુગ્ધા વામે જોને
તીરે ઊભા જુવે તમાસા, તે કોડી નવ પામે જોને ૨

પ્રેમપંથ પાવકની જ્વાળા, ભાળી પાછા ભાગે જોને
માંહી પડયા તે મહાસુખ માણે, દેખનારા દાઝે જોને ૩

માથા સાટે મોંઘી વસ્તુ, સાંપડવી નહિ સ્હેલ જોને
મહાપદ પામ્યા તે મરજીવા, મૂકી મનનો મેલ જોને ૪

રામ અમલમાં રાતા માતા પૂરા પ્રેમી પરખે જોને
પ્રીતમના સ્વામીની લીલા તે રજનીદિન નરખે જોને ૫

દારૂ નહિ પીવા એવી તમારી બે વર્ષ ઉપરની પ્રતિજ્ઞાને વળગી રહેજો. કોઈ વૈદ્ય આવીને કહે કે તમે દારૂ ન પીશો તો મરી જશો તો પણ તમે દારૂ ન પીતા. મરશો તો કાંઈ નહિ શરીર તો પડવાનું છે. આત્મા અમર છે. એને કોઈ ન મારી શકે. દારૂ ન પીવાથી શરીર ક્ષીણ થાય, પડી જાય છતાં દારૂ ન પીએ એમ હું ઇચ્છું છું. અસંખ્ય માણસો લાલચમાં ફસાઇને અનેક પાપો કરે છે. એમાંથી છુટવા માટે આપણે આપણી જીંદગીને અપવાદ વિનાની કરી મૂકવી જોઇએ. એટલે આપણામાં છિદ્ર ન રાખવું. જેમ દિવાલમાં છિદ્ર હોય તો જીવજંતુ કે ચોર લૂટારા દાખલ થાય તેમ આત્માને સુરક્ષિત રાખવા સારૂ વ્રતરૂપી દિવાલમાં છિદ્ર રાખીશું તો પાપરૂપી મોટા ધોધના ધોધ તેમાંથી ચાલી આવશે અને આપણે પસ્તાશું. એટલે દારૂથી હંમેશાં દૂર રહેજો. તેને ત્યાગજો. એમાંજ તમારૂં કલ્યાણ છે.

× × × ×

સૂરજ ઉગવા પહેલાં સવારે વહેલાં ઉઠી, દાંત સાફ કરી મોઢું ધોઈ, આંખનો મેલ કે ચીપડા કાઢી હાથ જોડી બેસવું અને રામનામ લેવું. દરેક માણસ એમ કરે. રામ એટલે ઇશ્વર—અલ્લા—રામ એટલે બધું. ઇશ્વરમાં તો 'શ' ને 'વ' જોડેલા છે. એમાં ચાર અક્ષર છે. રામનું નામ ભાવપૂર્વક લેશો અને સાથે પ્રાર્થના કરશો કે હે રામ! તું મને પવિત્ર રાખજે અને અમે જે પ્રતિજ્ઞા વેડછીમાં લીધી છે તે પાળવામાં મદદ કરજે, તો રામ તમને મદદ કરશે. સૂતી વખતે ગમે એટલા થાક્યા હો, ઉંઘ ન આવતી હોય તોપણ રામનું નામ લેજો; અને રામને કહેજો કે તેં પ્રતિજ્ઞાનું પાલન કરવામાં બહુ મદદ કરી છે તેથી તારો પાડ માનું છું'. રાતના પણ મને દારૂની ગંધ ન આવો, પરદેશી કાપડની ગંધ ન આવો—સ્વપ્નામાં પણ ન આવો! એટલું શીખશો તો પ્રતિજ્ઞા પાલન થશે. અને દુઃખનો નાશ થશે. ભૂત પ્રેતની માફક રામને માનવાની જરૂર નથી. રામ તો દિલનો ભૂખ્યો છે. મારા તમારા બધાયનાં દિલમાં તે બેઠો છે. કોઇને તે છોડતો નથી. પણ આપણેજ એને છોડીએ છીએ. તમે એને ન ઓળખો પણ એ તો તમને ઓળખે છે. એટલે એ તો અંતર્યામી છે. આ ઘડીઆળ તો હાથમાં ટકટક કરે છે, પણ રામનો ટકટક હૃદયમાં રહે છે. તમે બધા આટલું કરો એજ મારે કહેવાનું છે. રામ તમારા બધાનું કલ્યાણ કરો, તમને તમારી પ્રતિજ્ઞા પાળવામાં મદદ કરો.

( વેડછીમાં મહાત્માજીનું ભાષણ )